# બ્લાકટ પુરાણનો પરિચ્છેદ

અથવા

## સ્વામી બ્લાકટાનન્દને ખુલ્લોપત્ર

---


લેખક અને પ્રકાશક

મણિલાલ કેશવલાલ શેઠ

એસોશીયેટ મેમ્બર—" માઈનીંગ એન્ડ જીઓલોજીકલ ઇન્સ્ટીટ્યુટ ઓફ ઇન્ડીયા"





સને ૧૯૧૧

હિરણ્યગર્ભ સમ્પ્રદાયના આચાર્ય, વલ્લભ કુલ
સમ્પ્રદાયના હિતેચ્છુ, નવરત્ન કમીટીના
પ્રેસીડેન્ટ, ભારત હિતેચ્છુ, પ્રજા
શુભચિંતક અનેક ઉપમા
યોગ્ય સ્વામી
બ્લાકટાનન્દજી. xx



માય ડીયર બ્લાકટાનન્દજી,

વિ૦ વિ૦ કે આપ કેટલાક નામાંકિત પુરૂષોના ખાનગી જીવન વિષે વાર્તાઓ લખવામાં આપનો અમૂલ્ય સમય નિર્ગમન કરોછો; ખાસ કરી વલ્લભકુળ ગોસ્વામિયો તેમજ આધુનિક સંસાર સુધારકોને સીધે રસ્તે ચલાવવાને મંથન કરોછો. આપ હિરણ્યગર્ભ સંપ્રદાય નામના કોઇ નૂતન સંપ્રદાયના પ્રથમ આચાર્યછો અને હિંદુસ્થાનમાં વિખ્યાતી પામેલી સનાઢય જાતિના બ્રાહ્મણછો માટે આપને અત્યંત આદર વડે નવગંજથી નમસ્કાર કરૂછું તે સ્વીકારશો એવી આશા છે.

આપને વિદિતહશે કે પ્રાચીન સમયમાં કેટલાક સ્વામિયોએ આર્યાવર્તનો ઉત્કર્ષ કરવામાં અથાગ શ્રમ લીધો છે, અને વર્તમાન સમયમાં પણ કોઇ કોઇ વિરલા પુરૂષ ભરતખંડને ભૂષણ રૂપ પેદા થાય છે; પણ કહેવાતા સ્વામીઓના મોટા ભાગની અંતરંગ સ્થિતિ આજકાલ બહુ કમકમાટ ઉપજાવે તેવી અનુભવવામાં આવે છે અર્થાત્ આપ કબુલ કરશો કે ગુણ પ્રમાણે નામ આપીએ તો નીચે લખેલાં નામો તેમને બરાબર બંધ બેસતાં થઇ શકે, જેવાં કેઃ—સ્વામી છાકટાનન્દ, સ્વામી ચૌર્યવિદ્યાવિશારદાનંદ, સ્વામી ધનસંગ્રહાનન્દ, સ્વામી ધૂમ્રપાનાનન્દ, સ્વામી નજર ચુકાવી માલ તફડાવી પલાયમાનાનન્દ, સ્વામી તુરંગ તીર્થેષુ ભ્રમણાનન્દ, સ્વામી ધંતર મંતર છૂમંતરાનન્દ, ઇત્યાદીઃ—આપતો અનુભવીછો એટલે વિશેષ નામો લખવાથી શો લાભ છે? આપના સમ્પ્રદાયનું નામ કદિ નહિ સાંભળેલું હોવાથી પુછવાની ફરજ પડે છે કે આપ કઇ કોટિના સ્વામીછો? બીરાદર, કૃપા કરી ખરેખરી હકીકત લખશો જેથી મારા ભવિષ્યના પત્રોમાં આપને કઇ ઉપાધિ લગાવવી તે હું સમજી શકું. હિરણ્ય ગર્ભ સંપ્રદાય મારા કાનને તદન નવીન લાગતો હોવાથી શંકાનું કારણ ઉત્પન્ન થયું છે.

આપના લખવા મુજબ આપે શિખા-સૂત્ર ગંગાજીમાં પધરાવી દીધાં છે, છતાં આપની તસવીર જોતાં દેખાય છે કે આપની દાઢી મૂછો તો હજી વિદ્યમાન છે; તેમજ

મસ્તક ઉપર એક લાંબી તુર્કી અથવા ઇરાની ટોપી પહેરેલી છે, અને તે ટોપી ઉપરનું ફુમતું શિખા જેવુંજ દેખાય છે તો શિખાને ગંગાજીમાં પધરાવવાનું પ્રયોજન શું? સન્યાસીનો આવો વિચિત્ર વેષ કદી જોવામાં આવ્યો નથી, માટે આપ જણાવશો કે તેનો શો અર્થ છે?

આપ હિરણ્ય ગર્ભ સંમ્પ્રદાયના "આચારીછો" એમ આપની તસવીર નીચે લખ્યું છે, પણ ડીયર સ્વામીજી! આ "આચારી" શબ્દનો અર્થ મરાઠીમાં રસોઇઓ થાય છે. આપનું સંસ્કૃતનું જ્ઞાન આટલું બધું અગાધ છે તેની મને ખબર નહોતી; અને આપે તે જ્ઞાનનું પ્રદર્શન પહેલેજ પાને કરી નાંખ્યું તેથી ઘણો સંતોષ થાય છે. મને ક્ષમા કરશો અને લખશો કે ભવિષ્યના પત્રવ્યવહારમાં મારે આપને "આચારી" લખવા કે "આચાર્ય."

મનુષ્યનો સ્વભાવ શંકાશીલ હોય છે તે વાત તો આપને વિદિત છે, એટલે આપ કબુલ કરશો કે કોઈ મનુષ્યની ખોપરીમાં ફાટ પડવાથી અમુક વ્યક્તિ સંબંધી અથવા સમષ્ટિના લાભાલાભ સંબંધી ફાવે તેવા વિચારો તે પ્રકટ કરે તો તે વિચારો ગૃહણ કરવા યોગ્ય છે કે નહિ તત્સંબંધી વિચાર કરવાનો હક્ક પ્રત્યેક વાચકને છે. આપના પુસ્તકમાં પ્રકટ કરેલી બાબતોના હું બે વિભાગ પાડું છું. એક વિભાગ એવો છે કે જેમાં ગોસ્વામિયોની ખાનગી રહેણી કરણી વિષે

તથા મથુરા જીલ્લાના એક ઇલ્કાબ ધારણ કરનાર પ્રતિષ્ઠિત ગૃહસ્થ વિષે, આપે કેટલીક બીના પ્રકટ કરી છે, તેમજ આધુનિક સંસાર સુધારકોની બાબતમાં પણ કેટલુંક જીજ્ઞાસા ઉત્પન્ન કરે તેવું લખાણ આપે કર્યું છે. આ લખાણ અમુક વ્યક્તિ ને લગતું છે અને ગોસ્વામિયોના તેમજ ઉક્ત ગૃહસ્થોના ઘાડા પ્રસંગમાં હું આવેલો નહી હોવાથી આપના લખાણમાં સત્યાસત્ય કેટલું છે તે કાઢી બતાવવાનું કામ તે તે વ્યક્તિ ને સોંપું છું; જોકે શ્રીમાન્ દેવકીનંદનાચાર્ય તથા શ્રીમાન્ તિલ્કાયત માહારાજ જેવા માહાપુરૂષો વિષે આપે જે વાર્તાઓ લખી છે તે સર્વથા નહી માની શકાય તેવી છે, છતાં આ પત્રને તે સાથે કાંઇપણ સંબંધ નથી, પણ બાકીની કેટલીક હકીકત કેટલાક જાહેર સવાલો સાથે સંબંધ ધરાવતી હોવાથી તેને હું બીજા વિભાગમાં ગણું છું અને આ પત્ર તેવી બાબતોના સંબંધમાંજ લખ્યો છે.

આપનાં પુસ્તકો પ્રકટ થયે કેટલાંક વર્ષ થઇ ગયાં છે એમ દેખાય છે, પણ આ ઇલાકામાં તેનો ફેલાવો થોડી મુદતથી થયો છે તેથી આપના જીવન ચરિત્રનો વિશેષ ભેદ જાણવાની અને આપની વાર્તાઓમાં કેટલીક શંકાઓ ઉઠે છે તેને લગતા ખુલાસા મેળવવાની ઉત્કંઠા મને હમણાંજ થઇ આવી છે, માટે જે સંપ્રદાયના શિષ્યોને ચેતવણી આપવાને અને જે ગૃહસ્થોને સંસાર સુધારકો તરફથી સાવધાન રાખવા માટે આપે આટલો શ્રમ ઉઠાવ્યો છે તેમના હિતની ખાતર

**મારા પ્રશ્નોના ઉત્તર વિગતવાર આપશો એવી મને સંપૂર્ણ આશા છે.**

( ૧) આપે કોઇપણ હિંદી અથવા સંસ્કૃત શાળામાં કદી અભ્યાસ કર્યો છે? અને જો કર્યો હોય તો પ્રતિજ્ઞા પૂર્વક લખશો કે કયાં સુધી ?

( ૨) આપ સ્વામી બ્લાકટાનન્દ તરીકે આપને ઓળખાવો છો.! જરા કૃપા કરી લખશો કે આપને સ્વામી કયારે બનાવવામાં આવ્યા? આપના ગુરૂ કોણ ? આપે દીક્ષા કયારે લીધી અને બ્લાકટાનન્દ નામનો અર્થ શોછે?

( ૩) મારા સાંભળવા અને માનવા પ્રમાણે આપ નાથદ્વારામાં વિઠ્ઠલનાથજીના મંદીરવાળા પન્નાલાલ માહારાજ પાસે ભેટીયા ( ઉઘરાણી કારકુન ) હતા અને કેટલોક સમય મુલતાનમાં પણ હતા. આપ કૃપા કરી જણાવશો કે મજકુર નોકરીમાંથી આપને શા કારણથી ખારિજ કરવામાં આવ્યા?

(૪) આપનું અસલ નામ ગિરધારી હતું તે વાત ખરી છે ? જો તેમ હોય તો તે નામ ફેરવી નાંખી બ્લાકટાનન્દ રાખવાનું કાંઇ કારણ હતું ?

(૫) આપે આપની કારકીર્દીનો કેટલોક વખત કાનપુરમાં પણ ગુજાર્યો હતો; અને તે સંબંધી આપના પુસ્ત-

કમાં આપે નહીં જેવું વિવેચન કરી તે વાતને સંક્ષેપમાં પતાવી દીધી છે, માટે તે વાતને વિસ્તાર પૂર્વક લખવાને તસ્દી લેશો.

(૬) આપે પુરાતન કાળની પ્રતિમાઓ અને મુદ્રાલેખો પારખવાનો અભ્યાસ કદી કર્યો છે? અર્થાત્ હિંદુસ્થાનમાં જે સંખ્યાબંધ પૃથક્ પૃથક્ માર્ગો કેટલાક જમાનાઓથી ચાલ્યા આવે છે તે પ્રત્યેકની મૂર્ત્તિઓ આપ પારખી શકો છો? બૌદ્ધોની, વામમાર્ગીઓની, જૈન લોકોની, વિષ્ણુના અનેક અવતારની, શિવ, ભૈરવ, ક્ષેત્રપાળ, માહાલક્ષ્મી, માહાકાલી, સરસ્વતી ઇત્યાદિ અસંખ્ય દેવ દેવીઓની મૂર્ત્તિઓ હોય છે તેમાંની એકાદ મૂર્ત્તિ આપને બતાવવામાં આવે તો તે કયા દેવની અને કયા જમાનાની છે તે આપ પારખી શકો છો? વળી આર્યાવર્તની શિલ્પકળા પણ ગ્રીક લોકો, મુસલમાનો અને ઇંગ્રેજોના હીંદમાં આવ્યા પછી જે જે સ્વરૂપમાં ફેરવાતી ગઇ છે તેનુ ક્રમવાર વૃત્તાંત આપ આપી શકો છો? આપના પુસ્તકમાં આપે કેટલીક ગંભીર બાબતોને એવી તો સપાટાથી છાંટી નાંખી છે કે આપની શકિત જોઇ યુરોપના પ્રખ્યાત શોધખોળ કરનારા પણ અજાયબ થયા વિના રહે નહીં.

(૭) શ્રીનાથજીની પ્રતિમા વિષે આપે એવી એક તોપ

મારી છે કે જેથી આપની બુદ્ધિનું પોલંપોલ આપો આપ ખુલી ગયું છે. એ પ્રતિમા વિષે આપને ગભરાવ્યા વિના હું કેટલાક પ્રશ્નો પુછું છું તેનો ઉત્તર શાંત ચિત્તથી લખવાને કૃપા કરશો.

(૮) પ્રથમ તો આપે શ્રીનાથજીનું જે ચિત્ર આપ્યું છે તે શ્રીનાથજીની પ્રતિમાનો યથાસ્થિતિ ખ્યાલ આપતું નથી; અને જે ચિત્રો હજારો લોકોપાસે જોવામાં આવે છે તેનાથી તદન જુદું પડે છે, માટે ન્યાય દૃષ્ટિથી તેને શ્રીનાથજીના ખરા ચિત્ર તરીકે સ્વીકારી શકાય નહી; એટલુંજ નહી પણ આપે દર્શાવેલુ ચિત્ર ઇરાદાપૂર્વક વિરૂપાકારમાં ચિત્રેલું છે તે વાત સહજ દેખાઇ આવે છે, કારણુ કે તે ચિત્રમાં શ્રીનાથજીની પ્રતિમાને ચક્ષુરહિત બતાવવામાં આવી છે અને કંદરામાં ગાડ઼રની જગ્યાએ શ્વાન જેવો આકાર અને નૃસિંહજીની જગ્યાએ કોઇ બીજો વિચિત્ર આકાર ઇરાદાપૂર્વક કર્યો છે; તદુપરાંત ઉપરના ભાગમાં મુનિયોના હસ્તમાં શું આપેલું છે તે પણુ કળી શકાતું નથી; અર્થાત્ આપે જે ગપ ગોળો આ પ્રતિમાના સંબંધમાં છોડયો છે તેને અનુકુળ કરવા માટે ચિન્હોમાં જેટલો બને તેટલો ફેરફાર કર્યો છે અને તેથી ભોળા મનુષ્યોને આડે રસ્તે દોરવવાની આપની દાનત ખુલ્લી થઈ જાય છે.

(૯) આપ શ્રીનાથજીની પ્રતિમાને ભૈરવની કહોછો, પણ તે પ્રતિમા ભૈરવના સ્વરૂપને જરા પણ મળતી છે કે નહી તેનો મુકાબલો કરવાને ભૈરવનું ચિત્ર આપના પુસ્તકમાં આપ્યું હોત તો આપની ગપનું પોકળ વાચકવૃંદને તરતજ દેખાઇ આવત. આ પત્ર સાથે આપને ભૈરવનું આબેહુબ ચિત્ર ભેઠ તરીકે મોકલું છું. ભૈરવનો અર્થ વિક્રાળ, ભયંકર સ્વરૂપવાળો અને ભયંકર અવાજવાળો થાય છે અને તે ભયાનકપણું ભૈરવની મૂર્ત્તિમાં સંપૂણ રીતે દૃષ્ટિ-ગોચર થાય છે. કંઠમાં ખોપરીઓની માળા (રૂંડમાળ) એક હાથમાં ત્રિશુળ બીજા હાથમાં ભિક્ષાપાત્ર, ત્રીજા હાથમાં તલવાર અને ચોથા હાથમાં ધડથી છુટું પડેલું અને લોહીથી ઝરતું મસ્તક હોય છે, જેને એક મોટા કદનો શ્વાન નીચેથી ચુસ્યા કરે છે.—કયાં ભૈરવનું આ ભયંકર સ્વરૂપ અને કયાં શ્રીનાથજીની મનઃકાન્ત મૂર્ત્તિ ? માય ડીયર બ્લાકટજી ! જે સ્વરૂ-પમાં હજારો મનુષ્યોને શ્રીનાથજી પ્રતીત થાય તેજ સ્વરૂપમાં આપને ભૈરવનાં દર્શન થયાં એ પણ આપ નાં પ્રાક્તન કર્મોની બલીહારીજ સમજવી. સ્વામી-જી ! આપના સમજવામાં એવું તો હશેજ કે વૈષ્ણવો અન્ય માર્ગની મૂર્ત્તિઓ વિષે પ્રાયઃ અજ્ઞાત રહે છે એટલે ભૈરવના નામની તોપ મારવી સહેલી થઇ પડશે.

(૧૦) ભૈરવને ચાર અથવા આઠ ભુજા હોય છે ત્યારે શ્રી-નાથજી ને બે છે. * જ્યારે ભૈરવનો એક વામ હસ્ત મસ્તક પકડવામાં રોકાયેલો હોય છે ત્યારે શ્રીનાથ-જીનો તેજ બાજુનો હસ્ત ઉર્ધ્વ છે. શ્રીનાથજીની પ્રતિમા ગોવર્ધનધરની છે તેની ખાત્રી આપનારૂં આ એક પ્રધાન ચિન્હ હોવાથી આપની નવલકથાને વિરોધ આવ્યો છે; અને તે મુશ્કેલીમાંથી નીકળવાને આપે કેટલાંક તરકડીયાં મારી શ્રીનાથજીની પ્રતિ-માને તાંડવનૃત્ય કરતી ભૈરવની મૂર્ત્તિ કહી દીધી। પણ, માય ડોયર બ્લાકટજી! ભૈરવના તાંડવનૃત્ય વખતે હાથમાં ડમરૂ હોય છે તે કયાં છે? આપની ટોપીમાં તો ઉડીને પડયું નથી? ઉપરાંત તાંડવનૃત્ય વખતે ભૈરવનો દક્ષિણ હસ્ત ઉંચો હોય છે, જ્યારે શ્રીનાથજીનો દક્ષિણ હસ્ત કટિ ઉપર છે. તાંડવનૃત્ય વખતે ભૈરવનો દક્ષિણ પાદ પણ ઉંચો કરેલો અને વાંકો વળેલો હોય છે જ્યારે શ્રીનાથજીના બન્ને પાદ ભૂમિ ઉપર છે. બટુક ભૈરવનો વર્ણ શ્વેત હોય છે જ્યારે શ્રીનાથજીનો શ્યામ છે. ભૈરવના તાંડવનૃત્યનો શ્લોક આપની વાર્તાને કેવી રીતે પુષ્ટિ આપે છે તે

---

* કાશીમાં એક બટુક ભૈરવ દ્વિભુજ છે તે તો શ્વાન ઉપર આરૂઢ થયેલ છે. એક હાથમાં દંડુકો લીધેલો છે. અને બીજા હાથમાં શું છે તે તો આપજ જાણો.

સમજાતું નથી, સંક્ષેપમાં લખું તો શ્રીનાથજીના ઉર્ધ્વ હસ્ત સંબંધી તથા ઉપર લખેલા વિરોધો સંબંધી આપ એક શબ્દ પણ લખી શકયા નથી કારણ કે તે પ્રતિમા શ્રીકૃષ્ણની છે; અને ગોવર્ધન પર્વત ધારણ કરવા માટેજ હસ્ત ઉંચો કર્યો છે તે નિઃસંદેહ વાત છે ત્યારે નાહક ભૈરવના તાંડવનૃત્યનો શ્લોક અડાવી દેવાનું કાંઇ પ્રયોજન? તે શ્લોકમાં એક શબ્દ પણ શ્રીનાથજીની પ્રતિમાને લાગુ પડતો નથી. આપે એ શ્લોક સંસ્કૃત નહી જાણનારા વાચકોને "બ્રાહ્મણીયા" અક્ષરો બતાવી ગભરાવવાને અડાળ્યો નથી શું? જો આપનો તેવો ઈરાદો નાહોત તો આપે લખેલા શ્લોક નીચે તેનો હિંદી અથ જરૂર લખ્યો હોત.

(૧૧) એ પ્રતિમાના સંબંધમાં પાશ્ચાત્ય શોધ ખોળ કરનારા વિદ્વાનોની નિર્ણય પદ્ધતિને અનુસરી પુરાતની વિષ્ણુ પ્રતિમાઓના પૃથક્ પૃથક્ ફોટોગ્રાફ આપી આપની સાથે સંવાદ કરવાનું હું હાલ મુલતવી રાખીશ, કારણ કે આપની વાર્તાઓમાં આપે એવી કોઇ દલીલ રજુ કરી નથી, તેમજ પાશ્ચાત્ય વિદ્વાનોની નિર્ણય પદ્ધતિ સમજવા જેટલી યોગ્યતા આપની હોય તેમ જણાતું પણ નથી; ખરૂં જોતાં તો આપની લખેલી વાર્તાઓમાં દલીલ જેવું કશું

છેજ નહિ, તોપણ આપે ભૈરવના તાંડવનૃત્ય સંબંધી જે શ્લોક અડાવ્યો છે તે ઉપરથી એટલું તો સ્પષ્ટ દેખાય છે કે આપ પુરાણોને અત્યંત આદર આપો છો; અને તેજ કારણથી પુરાણોનાં પ્રમાણોથીજ આપના ગપાટાનું નિવારણ કરવાની રીતિ મારે ગ્રહણ કરવી પડે છે. ભૈરવ સંબંધી વામન પુરાણના અંધકવર પ્રદાન નામના અધ્યાયમાં જે લખ્યું છે તે આપને સપ્રેમ અર્પણ કરૂં છું.

---

# भैरवोत्पत्ति



दैत्याधिपस्समुत्पत्य हरोरसि गदांक्षिपत् ।
संस्थितस्तु महायोगी सर्वाधारः प्रजापतिः ॥
गदापातक्षताद्भूरि चतुर्धासृगथापतत् ।
पूर्वधारासमुद्भूतो भैरवोग्निसमप्रभः ॥
विद्याराजेतिविख्यातः पद्ममालाविभूषितः ।
तथा दक्षिणधारोत्थो भैरवःप्रेतमास्थितः ॥
कामराजेतिविख्यातः कृष्णांजनसमप्रभः ।
गराजेतीविख्यात श्चक्रमालाविभूषितः ॥

क्षतजाद्रुधिराज्जातो भैरवः शूलभूषितः ।
स्वच्छंदराजेतिविख्यातः इंद्रायुधसमप्रभः ॥
भूयिष्ठाद्रुधिराज्जातो भैरवः फलभूषितः ।
ख्यातोलंबितराजेतिशोभांजनसमप्रभः ॥
ततोऽभूद्देवराजेति भैरवः क्षतजादथ ।
उग्रराजोबभूवाथ क्षतजाद्भैरवोऽपरः ॥
एवं हिसप्तरूपोऽसौ कथ्यते भैरवोमुने ।
विघ्नराजोऽष्टमः प्रोक्तो भैरवाष्टकमुच्यते ॥
इतिवामनपुराणे अंधकवरप्रदाने भैरवप्रादुर्भावे
सप्तषष्टितमोऽध्यायः । ६७

અર્થ—માહાયોગી, સર્વના આધારભૂત પ્રજાપતિ મહા-દેવજી ઉભા હતા તેવામાં દૈત્યના રાજાએ કુદકો મારી તેમની છાતીમાં ગદા મારી. ગદાના પ્રહારથી રૂધિરની ચાર ધારાઓ નીકળી તેમાં પૂર્વ ધારાથી અગ્નિ જેવી કાંતિવાળો તથા પદ્મમાળાથી શોભતો વિદ્યારાજ નામનો ભૈરવ ઉત્પન્ન થયો. દક્ષિણુ ધારાથી કૃષ્ણુાંજન સરખો તથા પ્રેત જેવો કામરાજ નામનો ભૈરવ ઉત્પન્ન થયો. પ્રહારથી નીકળેલા લોહીમાંથી ત્રિશુળવાલો તથા ઇન્દ્રના આયુધ સરખો સ્વચ્છન્દરાજ નામનો ભૈરવ ઉત્પન્ન થયો. ભરપૂર લોહીમાંથી ફુલથી વિભૂષિત ભૈરવ ઉત્પન્ન થયો તથા શોભાન્જન સરખો લંબિતરાજ નામનો

ભૈરવ ઉત્પન્ન થયો. ત્યારપછી પ્રહારમાંથી દેવરાજ નામનો ભૈરવ ઉત્પન્ન થયો; તેજ પ્રમાણે ઉગ્રરાજ નામનો એક બીજો ભૈરવ ઉત્પન્ન થયો. હે મુનિ આપ્રમાણે સાત રૂપવાળા ભૈરવ કહેવાય છે અને આઠમો વિઘ્નરાજ નામનો ભૈરવ કહેવાય છે.

હવે આપ બટુક ભૈરવ નામનો જે ભૈરવ કહોછો તેનું વર્ણન બટુક ભૈરવ સ્તોત્રમાં લખ્યું છે તે જુઓ:—

ध्यानं तस्य प्रवक्ष्मामि यथा ध्यात्वा पठेन्नरः ।
शुद्धस्फटिकसंकाशं सहस्रादित्य वर्चसम् ॥
नीलजमूत संकाशं नीलाञ्जन सम प्रभम् ।
अष्ट बाहुं त्रिनयनं चतुर्बाहुं द्विबाहुकम् ॥
दंष्ट्राकरालवदनं नूपुराव संकुलम् ।
भुजंगमेखलं देवमाग्नि वर्ण शिरोरुहम् ॥
दिगम्बरं कुमारेशं बटुकाख्यं महाबलम् ।
खड्वांगमासिपाशौच शूलं दाक्षिण भागतः ॥
डमरुंच कपालंच वरदं भुजगं तथा ।
आग्निवर्ण समोपेतं सारमेयसमन्वितम् ॥
वन्दे बालं स्फटिकसदृशं कुन्तलोद्भासिवक्त्रं ।
दिव्याकल्पैर्नवमणिमयैः किङ्कीणीनूपुराढ्यैः ॥
दीप्ताकारं विशदवदनं सुप्रसन्नं महेशं ।

हस्ताब्जाभ्यां बटुकमनिशं शूल खड्गौ दधानम् ॥

उद्यद्भास्करसन्निभं त्रिनयनं रक्ताङ्गरागस्रजं ।

स्मेरास्यं वरदं कपालमभयं शूलं दधानं करैः ॥

नीलग्रीव मुदारभूषणयुतं शीतांशुखण्डोज्ज्वलं ।

बन्धूकारुणवाससं भयहरं देवं सदा भावयेत् ॥

ध्याये त्त्रैलोक्य कान्तं शशिशकलधरं मुण्डमालं महेशं ।

दिग्वस्त्रं पिङ्गकेशं डमरुमथसृणिं खड्ग शूलं दधानम् ॥

नागं घण्टां कपालं करसरसिरुहैर्बिभ्रतं भीमदंष्ट्रं ।

सर्पाकल्पं त्रिनेत्रं मणिमयविलसत्किङ्किणीनूपुराढ्यं ॥

करकलित कपालः कुण्डली दण्डपाणि : ।

तरुणतिमिरघोरं व्यालयज्ञोपवीतीं ॥

क्रतु समय सपर्य्या विघ्न विच्छेद हेतुः ।

जयति बटुकनाथः सिद्धिदः साधकानाम् ॥

અર્થ:—જેવી રીતે માણસ બટુક ભૈરવનું ધ્યાન તથા પાઠ કરી શકે તે રીત કહું છું. શુદ્ધ સ્ફટિકના સરખા (શ્વેત) તથા સહસ્ત્ર સૂર્યના સરખા, મેઘના સરખા, અંજન જેવી કાંતિવાળા, આઠ ભુજાવાળા, ત્રણ નેત્રવાળા, ચાર અથવા બે હાથવાળા, મોટી દાઢોથી ભયંકર મુખવાળા, નુપુરના શબ્દથી યુક્ત, ભુજંગ તથા મેખલાથી યુક્ત;

અગ્નિની જ્વાલા સમાન, કુમારેશ, દિગમ્બર, મહાબલવાન બટુક નામ ધારણ કરનારા, દક્ષિણ ભાગમાં ત્રિશુળ ધારણ કરનાર, ખોપરી સાથે જડેલો દંડુકો, તલવાર તથા પાશ ધારણ કરનારા, દક્ષિણ ભાગમાં ત્રિશુળ ધારણ કરનારા, ડમરૂ તથા ભિક્ષાપાત્ર જેના હાથમાં છે, વરદાન દેનારા, અગ્નિના જેવીકાંતિવાળા અને શ્વાન જેની પાછળ પાછળ જાય છે તેવા; અથવા બાળક જેવા, સ્ફટિક જેવા ( શ્વેત ) વર્ણવાળા, કેશથી શોભાયમાન મુખવાળા, નવીન મણિજડીત કંકણ તથા નૂપુરથી દેદિપ્યમાન, શ્વેત મુખવાળા, સારી રીતે પ્રસન્ન થયેલ મહેશ-બટુક, બે હાથમાં જેણે ખડ્ગ તથા ત્રિશુળ ધારણ કર્યાં છે, ઉદય પામતા સૂર્ય જેવા ત્રણ નેત્રવાળા, રાતો અંગરાગ તથા રાતી માળા જેણે પેહેરેલી છે, હાથમાં ભિક્ષાપાત્ર તથા ત્રિશુળ ધારણ કરનાર, ભયરહિત, સ્યામ ગ્રીવાવાળા, રમણીય આભૂષણોવાળા, શુકલ દ્વિતીયા જેવા ઉજ્જવલ, લાલ વસ્ત્રવાળા, ભય હરનારા, એવા દેવનું સદા ધ્યાન કરવું:—વળી ત્રણ લોકમાં મનોહર ચંદ્ર રેખા ધારણ કરનારા, ખોપરીઓની માળાવાળા, દિગમ્બર, પીળાકેશવાળા, ડમરૂ ખડ્ગ અને ત્રિશુળને ધારણ કરનાર, નાગ ઘંટા અને ભિક્ષાપાત્રને ધારણ કરનારા, હાથમાં કમળને ફેરવનારા ભયંકર દાઢોવાળા, ત્રણ નેત્રવાળા, મણિમય નૂપુરવાળા કુંડળવાળા, દંડ ધારણ કરનાર, યુવાન, ઘોર અંધકાર જેવા, ક્રૂર અને યજ્ઞોપવીતને ધારણ કરનારા, યજ્ઞાદિ ક્રિયાઓ

વખતે વિઘ્ન હરનારા અને સાધકોને સિદ્ધિદાતા બટુકનાથ જય પામે છે.

૧૨ સ્વામીજી ! જોયું તમારા બટુક ભૈરવનું અને આઠે પ્રકારના ભૈરવનું વર્ણન ! હવે કૃપા કરી બતાવો કે ઉપરના ચિન્હોમાંનું કયું એક પણ ચિન્હ શ્રીનાથજીને મળતું છે ? આપે શ્રીનાથજીની પ્રતિમાને બટુક ભૈરવની મૂર્ત્તિકહી તે શુદ્ધ બુદ્ધિથી કહી છે એવું કોણ અનુમાન કરશે ? શ્રીનાથજી અને ભૈરવની વચ્ચે એટલો બધો તફાવત છે કે ઉભયનો મુકાબલો કરવા જેવું કશું છેજ નહિ; છતાં આપે જે ગપ ગોળો છોડયો છે તે છોડવામાં આપની દાનત શું હશે તે વિષે વિચિત્ર અટકળો બાંધવામાં આવે તેમાં કાંઇ નવાઇ ખરી ? અને આપના ગપોડાનું પોકળ ઢાંકવા માટેજ આપના પુસ્તકમાં બટુક ભૈરવનું ચિત્ર નથી આપ્યું એ વાતનો હવે તમે ઇનકાર કરી શકો તેમ છે ?

૧૩ શ્રીનાથજીના કંઠમાં વૈજયન્તિ માલા છે તેને કેટલાક અલ્પજ્ઞ મનુષ્યો ધારે છે તેમ આપે પણ સર્પ ઠરાવી દીધો છે ! ! પણ સ્વામીજી ! એ સર્પનું મોં અને પુછડું કયાં છે ? આપના ખીસામાં તો નથી ? આપને ખબર નથી કે જે દેવો કંઠમાં સર્પ ધારણ કરે છે તેનું મોં અને પુછડું સન્મુખજ રહે છે ?

૧૪ સ્વામીજી ! નાથદ્વારામાં પધરાવેલી પ્રતિમા ગિરિરાજમાંથી પ્રાપ્ત થઈ હતી તે વાત તો આપ આપના

પુસ્તકમાં કબુલ રાખો છો, છતાં આપ તે પ્રતિમાને ભૈરવની કહો છો તેનું કાંઈ પ્રમાણ આપશો ?

એ પ્રતિમાને લગતો ઇતિહાસ ગર્ગસંહિતામાં લખેલો છે અને તેમાં તેને શ્રીનાથ અને દેવદમન નામ આપેલાં છે. * અર્થાત્ શ્રીપતિ એટલે શ્રીનાથ કહ્યા અને ઇન્દ્રનો અભિમાન ટાળવાને ગોવર્ધન પર્વત વામહસ્તથી ઉચકી રાખી તે પર્વત નીચે વ્રજવાસીઓ, મુનિયો, અને પશુપક્ષી જેવાંકે ગાયો -ગાડર-પોપટ-મોર-ઇત્યાદિને આશ્રય આપ્યો અને તેથી ઇન્દ્ર દેવે પરાજય પામી મેઘ વર્ષાવવો બંધ પાડયો માટે દેવદમન એવું નામ પડયું. આ સંબંધમાં ગર્ગસંહિતા જે એક પ્રાચીન ગ્રંથ છે તેમાં નીચે મુજબ લખ્યું છે:—

येन रुपेण कृष्णेन, धृतो गोवर्धनो गिरिः ।
तद्रुपं विद्यते तत्र राजन् शृंगारमंडले ॥
अद्वाच्चतुःसहस्त्राणि तथा पंचशतानिच ।
गतास्तत्र कलेरादौ क्षेत्रे शृंगारमंडले ।
गिरिराज गुहामध्यात् सर्वेषां पश्यतां नृप ।
स्वतः सिद्धं च तद्रूपं हरेः प्रादुर्भविष्यति ॥

---

* કાલીય નાગનું દમન કર્યું માટે કેટલાક માણસો "નાગદમન" પણ કહે છે.

श्रीनाथं देवदमनं तं वदिष्यंति सज्जनाः ।

गिरिराज गिरौ राजन् सदालीलां करोति यः ॥

ये करिष्यंति नेत्राभ्यां तस्य रूपस्य दर्शनम् ।

ते कृतार्था भविष्यंति श्रीशैलेंद्रे कलौ जनाः ॥

जगन्नाथो रंगनाथो द्वारिकानाथ एव च ।

बद्रिनाथश्चतुष्कोणे भारतस्यापि वर्तते ॥

मध्ये गोवर्धनस्यापि नाथोयं वर्तते नृप ।

पवित्रे भारते वर्षे पंचनाथाः सुरेश्वराः ॥

અર્થ:—× × ×"શ્રીકૃષ્ણે જે રૂપે ગોવર્ધન પર્વતને ધારણ કર્યો હતો તે રૂપ શ્રૃંગારમંડળ નામના ક્ષેત્રમાં વિદ્યમાન છે" (તોપણ) કલિયુગના ચાર હજારને પાંચસો વર્ષ વીત્યાબાદ સર્વ મનુષ્યોના દેખતાં પરમાત્માનું તે સ્વતઃસિદ્ધ રૂપ ગિરિરાજની ગુફામાંથી પ્રકટ થશે અને સત્પુરૂષો તેને શ્રીનાથ અને દેવદમન કહેશે. રાજન્! ગિરિરાજ ઉપર નિરંતર ખેલતા તે સ્વરૂપનું કલિયુગમાં જેઓ નેત્રવડે દર્શન કરશે તેઓ કૃતાર્થ થશે. ભરતખંડના ચાર પૃથક્ પૃથક્ ખૂણાઓમાં જગન્નાથ, રંગનાથ, દ્વારિકાનાથ અને બદ્રીનાથ બીરાજે છે અને મધ્યમાં ગોવર્ધનનાથ—એ રીતે પવિત્ર ભારતવર્ષમાં દેવોના સ્વામિ એવા પાંચ "નાથ" છે. × × ×

૧૫ સ્વામીજી! પાશ્ચાત્ય વિદ્વાનોની નિર્ણય પદ્ધતિ

આપની બુદ્ધિ–સીમાની બહાર છે તો વાંચો આ પૌરાણિક લેખને અને આપો તિલાંજલી મીયાં શેખચલ્લીના જેવાં ગપોડાં મારવાની આપની આદતને. જો હુજુ પણ અડબંગ અટકળો બાંધવાનો આપનો ઇરાદો હોય તો તેમ કરતા પહેલાં નીચેની બીના નોંધી રાખજો.

૧૬ એક બ્રિટિશ સરકારી અમલદાર નામે F. G. Growse. M. A ; B. C. S ; C. I. E. જે પુરાતની મુદ્રાલેખો, દંત કથાઓ, લોક માન્યતા, પૌરાણિક લેખો અને ઇતર પુરાવાઓની તુલના કરવામાં ઘણો બાહોશ ગણાયો છે તેણે સને ૧૮૮૨ માં મથુરા જીલ્લાને લગતી જે યાદી બહાર પાડી છે તેમાં તે નીચે પ્રમાણે લખેછે.

# The Giriraj at Goberdhan

××× The ridge attains its greatest elevation towards the South between the villages of Jatipura & Anyor. Here on the summit was an ancient temple founded in the year 1520 A. D. by the famous Vallabhacharya of Gocul, and dedicated to Shri Nath (ji). In anticipation of one of Aurangzeb's raids the image of the God was removed to Nathdwara in Udeypur territory and has remained there ever since. The temple on the

Giriraj was thus allowed to fall into ruin and the wide walled enclosure now exhibits only long lines of foundations and steep flights of steps × × ×

# ગોવર્ધન સમીપ ગિરિરાજ

**અર્થ :**—આ ટેકરીનો ઉંચામાં ઉંચો ભાગ દક્ષિણ દિશામાં જતીપુરા અને અન્યોર ગામોની વચમાં છે. અત્રે આ ટેકરીના શિખર ઉપર સને ૧૫૨૦ માં ગોકુલના પ્રસિદ્ધ વલ્લભાચાર્યે સ્થાપન કરેલું અને શ્રીનાથજીને અર્પણ કરેલું એક પ્રાચીન મંદિર હતું. ઔરંગઝેબના હલ્લાની ધાસ્તીથી તે દેવની પ્રતિમાને ઉદેપુર રાજ્યના નાથદ્વારા ગામમાં લઈ જવામાં આવી હતી અને તે પછી તેને ત્યાંજ રાખવામાં આવી છે. આ રીતે થવાથી ગિરીરાજના શિખર ઉપરનું મંદિર જીર્ણ થતું ચાલ્યું અને જ્યાં પહોળી દીવાલો વાળો ચોમેર ફરતો કોટ હતો ત્યાં હાલ ફક્ત પાયાની સપાટ રેખાઓ અને પગથીઆંની ઉભી હારો જોવામાં આવે છે.

ડીયર બ્લાકટજી ! આ મશહૂર બ્રિટીશ અમલદારનું લખાણ, ગર્ગસંહિતામાંથી મળી આવતું પ્રમાણ, લાખ્ખો માણસોની કેટલા જમાનાઓથી ચાલતી આવતી માન્યતા અને ઉપર લખેલાં બીજાં પ્રમાણોના પ્રકાશમાં આપની

અવિચારી અટકળ કેવી કદરૂપ, ઢંગધડાવિનાની, પાંચાવિનાની અને અડબંગ દેખાય છે?

૧૮ નાથદ્વારામા પધરાવેલી પ્રતિમા અગાઉ બંગાલી લોકોપાસે હતી એ વાત કાંઇ આપે નવીન કહી નથી, તે સર્વ કોઈ જાણે છે; પણ તેથી તે પ્રતિમા ભૈરવની હોવી જોઇએ એવું અનુમાન કરવાને શું પ્રમાણ છે? અહીં આપનો આશય કદાચિત એવો હશે કે બંગાલી લોકો માહાકાલીના ઉપાસકો હોય છે તેથી તેમનું નામ લખવાથી વાચકવૃંદના મનમાં તે પ્રતિમા સંબંધી ભ્રમ ઉત્પન્ન કરવાનું સહેલું થઇ પડશે; પણ ડીયર બ્લાકટજી! આ સ્થળે તો આપ ખરેખર ભુલ્યા છો; કારણ કે બંગાલીઓમાં જેમ માહાકાલીના ઉપાસકો હોય છે તેમ ચૈતન્ય સંપ્રદાયના શિષ્યો પણ ઘણા છે, જેઓ શ્રીકૃષ્ણનેજ પોતાના ઉપાસ્ય દેવ તરીકે માને છે. આ સંપ્રદાય બંગાળામાં ઘણો પ્રચલિત છે અને તે સંપ્રદાયના કેટલાક બંગાલી વૈષ્ણવો તો પોતાનુ વતન છોડી વૃંદાવનમાં આવીને નિવાસ કરે છે. હાલ પણ વૃંદાવનમાં હજારો બંગાલી વૈષ્ણવો કાયમને માટે રહે છે, અને તેમનાં સંખ્યાબંધ વિષ્ણુ મંદિરો વૃંદાવનમાં અસ્તિત્વ ધરાવે છે, એટલે શ્રીનાથજીની પ્રતિમાની સેવા કેટલાક સૈકાઓ પહેલાં બંગાલીઓ કરતા હતા તેથી તે ભૈરવની છે' એવું તો આપને મોઢથી પ્રથમજ સાંભળ્યું છે!!

૧૯ બંગાલી વૈષ્ણુવોના સંબંધમાં ઉપર લખેલ બ્રિટિશ અમલદાર મી. ગ્રાઉઝની યાદીમાં નીચે પ્રમાણે લખેલું છે.

"In addition to the four original Sampradayas, there are three schools of more modern origin called respectively Bengali Vaishnavas, Radha Vallabhis. and the disciples of Swami Hari Dass. The first named community has had a more marked influence on Brindaban than any of the others; since it was Chaitanya the founder of the Sect whose immediate disciples were its first temple builders. He was born in Nadia in Bengal in 1485 A. D. and in his youth is said to have married a daughter of Vallabhacharya. However that may be, when he had arrived at the age of 24 he formally resigned all connection with secular and domestic affairs and commenced his career as a religious teacher. Apart from metaphysical subtleties, which naturally have but little hold on the minds of the populace, the special tenet of the Bengali Vaishnavas is the all--sufficiency of faith in the Divine Krishna.

અર્થ:—ચાર મૂળ સંપ્રદાયો સિવાય- (૧) બંગાલી વૈષ્ણવો. (૨) રાધાવલ્લભી, અને (૩) સ્વામી હરિદાસના શિષ્યો--એ રીતે ત્રણ અર્વાચીન પંથ પણ પ્રચલિત છે. આ પૈકી પહેલા નામવાળા (બંગાલી વૈષ્ણવો) નો પ્રભાવ વૃંદાવનમાં ઇતર પંથો કરતાં અધિક સ્પષ્ટ રીતે પડેલો જોવામાં આવે છે, કારણ કે એ પંથનો સંસ્થાપક ચૈતન્ય હતો, જેના નિકટના શિષ્યો વૃંદાવનમાં મંદિર બાંધનારાઓમાં પ્રથમજ હતા. ચૈતન્યનો જન્મ બંગાલામાં ઇ. સ. ૧૪૮૫ માં નદીયા ગામમાં થયો હતો; અને એમ કહેવામાં આવે છે કે યુવાવસ્થામાં તેણે વલ્લભાચાર્યની એક કન્યા સાથે લગ્ન કર્યું હતું. તે વાત ખરી હોય કે નહિ, પણ ચૈતન્યે ૨૪ વર્ષની વયથી લૌકિક અને ઘરખટલાની જંજાળનો ત્યાગ કરી, એક ધર્મોપદેશક તરીકેની પોતાની કારકીર્દી શરૂ કરી હતી. પ્રાકૃતજનોનાં મનજીતી લેવામાં સ્વાભાવિક રીતે થોડીજ અસર કરી શકે તેવા અધ્યાત્મ વિદ્યાને લગતા સૂક્ષ્મ વિવાદની અપેક્ષા ન રાખતાં, બંગાલી વૈષ્ણવોનો ખાસ સિદ્ધાંત એવો છે કે “ પરમ પવિત્ર કૃષ્ણના ઉપરજ અનન્ય શ્રદ્ધા રાખવી.

૨૦ સ્વામીજી ! આ ઉપરથી તથા વૃંદાવનમાં હાલ હસ્તી ધરાવતી બંગાલી વૈષ્ણવોની સંખ્યા જોઇ આપની ખાત્રી થઇ હશે કે કૃષ્ણ ઉપાસક બંગાલીઓજ શ્રીનાથજીની સેવા કરતા હતા. સાધારણ અક્કલથી વિચાર કરીએ તોપણ

અંતઃકરણ કબુલ કરે, કે ગિરિરાજ એ કાંઇ ભૈરવોત્પત્તિનું અથવા ભૈરવી પરાક્રમનું સ્થાન નથી, કે બંગાલીઓ પોતાના વતનનો ત્યાગ કરી, ભૈરવની ઉપાસના માટે હજારો માઇલ દુર આવેલા ગિરિરાજમાં જાય અને ત્યાં મંદિર બંધાવે.

શ્રીનાથજીની પ્રતિમાને ગિરિરાજથી લાવી શ્રીમાન્ વલ્લભાચાર્યના વંશજોએ નાથદ્વારામાં પધરાવી તે વાત તો આપ કબુલ કરો છો. સ્વામીજી ! હવે ખ્યાલ કરો કે જે પુરૂષ ગમે તેવા વિકટ સંજોગોમાં પણ શ્રીકૃષ્ણનો આશ્રય છોડે નહિ અને જે પુરૂષ ભાર મૂકી મૂકીને એજ ઉપદેશ જીવન પર્યંત પોતાના શિષ્યોને આપે, તે પુરૂષ પોતેજ ભૈરવની મૂર્ત્તિને સેવે એ વાત જરા પણ સંભવિત લાગે છે ? શું ભરતખંડમાં કૃષ્ણની મૂર્ત્તિ મળતી નહોતી ? શું નવીન મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરવાનું તેઓમાં સામર્થ્ય નહોતું કે ભૈરવની મૂર્ત્તિનો તેમણે સ્વીકાર કર્યો હોય ? *

---

* દક્ષિણ આરકોટમાં ચિદંબરમ કહીને શહેર છે, ત્યાં નટેશ્વરની જગતવિખ્યાત મૂર્ત્તિ અને ૩૫ (પાંત્રીસ) એકરના વિસ્તારવાળું ભવ્ય મંદિર છે. નટેશ્વરની મૂર્ત્તિ સિવાય બીજી પણ સંખ્યાબંધ પ્રાચીન પ્રતિમાઓનો ત્યાં ભંડાર છે આ સમુહ આપ કદિ જુઓ અથવા મી. ફરગ્યુસન નામના વિદ્વાને તેનું જે વર્ણન લખ્યું છે તે વાંચો તો "તાંડવનૃત્ય" શું છે, અને ભૈરવ નાચે છે ત્યારે કેવું સ્વરૂપ હોય છે તેની આપને બરાબર ખબર પડે. આ પત્ર લખતા સુધી ત્યાંનાં ચિત્ર નહીં આવી પહોચવાથી આપને મોકલી શકયો નથી.

૨૨ સ્વામી માહારાજ! જે જે પુરાવા આપના મુખ પ્રતિ ફેંકવામાં આવે છે તે સંભાળપૂર્વક બાંધી રાખજો; સમય પરત્વે તેને પુનઃ વાંચી જોવાની આપને કદાચ ફરજ પડશે.

૨૩ નાથદ્વારામાં પધરાવેલી પ્રતિમાને વિષ્ણુની પ્રતિમા તરીકે નહી માનવાનું આપનું વિચિત્ર કારણ વળી એ છે કે એ પ્રતિમા દ્વિભુજ છે અને ચતુર્ભુજ નથી!! અકકલનો અદ્ભૂત નમુનો! સ્વામીજી! આપ આટલી પુખ્ત ઉમ્મરે પહોચ્યા પછી અને આર્યધર્મ પુસ્તકો સમજી શકવા જેટલી યોગ્યતાનો દાવો કર્યા પછી, વિષ્ણુનાં સ્વરૂપોમાં કેટલા ભેદ છે તે જાણતા નથી એ ખરેખર દિલગીર થવા જેવું છે. જેમ આપના ઇષ્ટદેવ ભૈરવનાં ચતુર્ભુજ અષ્ટભુજ આદિ સ્વરૂપો છે તેમ વિષ્ણુનાં દ્વિભુજ અને ચતુર્ભુજ એમ બે સ્વરૂપો છે. ઉદાહરણાર્થઃ—શેષ શાયિન્, સત્યનારાયણ, બ્રદ્રી નારાયણ દ્વારકાધીશ ઇત્યાદિ સ્વરૂપોમાં વિષ્ણુ ચતુર્ભુજ હોય છે, જ્યારે શ્રીરામચંદ્ર, વામનજી, જગન્નાથજી, વિઠ્ઠલનાથજી મુરલીધર ગિરિધર ઇત્યાદિ કેટલાંક સ્વરૂપોમાં વિષ્ણુ દ્વિભુજ હોય છે. શું આપનું કહેવું એવું છે કે ઉપર લખેલાં રામચંદ્રજી આદિ દ્વિભુજ સ્વરૂપો વિષ્ણુનાં નથી?—"ફજજ"— આ સ્થળે તો * વિકર ઑફ વેકફીલ્ડના મિત્ર મી. બર્શલ નો પ્રિય શબ્દ Fudge લખ્યાવિના મને ચાલતું નથી.

---

* Goldsmith " Vicar of Wakefield.

૨૪ શ્રીનાથજીના મંદિર ઉપરના સુદર્શન ચક્ર વિષે આપે લખ્યું કે તે ભૈરવી ચક્ર છે!! પણ ભૈરવી ચક્ર એટલે શું અને તે મંદિર ઉપર ચઢાવવામાં આવે છે ખરૂં? વામમાર્ગી લોકો પાટલા ઉપર અથવા જમીન ઉપર એક ગોળ ચિત્ર કાઢી તેની આજુબાજુ ત્રિકોણ, ચતુષ્કોણ, અથવા વર્તુલાકાર કાઢી તે ઉપર પૂજા કરવા માટે મદ્યનો ઘડો અથવા પ્યાલો રાખે છે અને તેની આસપાસ વામમાર્ગી લોકો એકત્ર થઇ વિચિત્ર પ્રકારની ચેષ્ટાઓ કરે છે તેને ભૈરવી ચક્ર કહે છે.—ક્યાં આ ભૈરવી ચક્ર અને ક્યાં ધાતુનું બનાવેલું અને સાફ જુદાજ આકારનું અને મંદિર ઉપર જડેલું સુદર્શન ચક્ર? આપ લખો છો કે સુદર્શન ચક્ર વિષ્ણુ પ્રતિમાના હાથમાં હોવું જોઇએ, પણ ગોવર્ધન પર્વત ધારણ કરતી વખતે ચક્ર હસ્તમાં હતું એવું કોણ કહે છે? રામચંદ્રજીની મૂર્તિમાં પણ ચક્ર હસ્તમાં હોતું નથી; વળી શ્રીનાથજીના મંદિર ઉપર જેવું ચક્ર છે તેવું શ્રી જગન્નાથજીના મંદિર ઉપર પણ હોવાથી આપના ગપોડાને વિરોધ આવતો હોવાથી આપે જગન્નાથજીના મંદિરને પણ વામ માર્ગી કહી દીધું! ખૂબ કરી! સ્વામીજી! હાંકતા હાંકતા ક્યાં સુધી પહોચી ગયા? પણ મહારાજ! જો જગન્નાથજીનું મંદિર વામમાર્ગી હતું તો જ્યારે વિષ્ણુ માર્ગીઓને હસ્તગત થયું ત્યારે વિષ્ણુ માર્ગીઓને તે ચક્ર કાઢી નાંખતાં આવડતું નહોતું?

હું આપને પ્રમાણ આપીશ કે વિષ્ણુનાં આયુધોમાંનું

એકાદ આયુધ વિષ્ણુ મંદિર ઉપર ધ્વજાની સાથે રાખી શકાય છે. જુઓ ભાગવત–તૃ૦ સ્કં૦

**अन्यानि चेह द्विज देव देवैः कृतानि नाना यतनानि विष्णोः ।**
**प्रत्यङ्ग मुख्याङ्कित मान्दिराणी यद्दर्शनात् कृष्णमनुस्मरंति ॥**

અર્થ:—*જેનાં દર્શન થવાથી કૃષ્ણ યાદ આવેછે તેવાં વિષ્ણુનાં મુખ્ય આયુધ (ચક્ર) વડે સુશોભિત કરેલાં અનેક મંદિરો જેમાં આવેલાં છે તેવાં તીર્થ અને બ્રાહ્મણો અને દેવતાઓ નિર્માણ કરેલાં બીજા તીર્થોમાં પણ વિદુરજી ફર્યા.

આ ઉપરથી સાબીત થાય છે કે માહાભારતના સમયમાં પણ વિષ્ણુ મંદિરની નિશાની તરીકે શિખર ઉપર સુદર્શન ચક્ર ચઢાવવામાં આવતું; અને તે પુરાવાઓની વિરૂદ્ધ જઇ શ્રીનાથજીના મંદિર ઉપરના ચક્રને ભૈરવીચક્ર કહેવું, તે અફીણની લહેરમાં ચઢેલા ચીનાઓની વાતો જેવું છે.

૨૫ હવે શ્રીનાથજીના મંદિરના બંધારણ સંબંધી વિચાર કરીએ. આપ એક વખત આ મંદિરને ભૈરવનું કહોછો, અને તરતજ તેને મસજીદ કહોછો ! તર્કશાસ્ત્રનુ કેટલું બધુ અગાધ જ્ઞાન ! આ બન્ને ગપાટા પરસ્પર વિરૂદ્ધ છે. અને વળી એકજ પેરેગ્રાફમાં મુકયા છે, એટલે

---

* કૌરવોએ નીતિનિપુણ વિદુરને જ્યારે હસ્તિનાપુરની હદબાહાર કાઢયા ત્યારે તેમણે આર્યાવર્તમાં પર્યટણ કરવા માંડયું તે સમયને લગતું આ વર્ણન છે.

અક્કલનું તોલ કરવાને કાંઇ વાર લાગે તેમ નથી. આપે મંદિરના અમુક ભાગનું ચિત્ર આપ્યું છે. અને તે ઉપર લખ્યું છે કે "મંદિરમાં મસજીદ જેવો દેખાવ" ! તેમાં મસજીદ જેવો દેખાવ કયો બતાવોછો ? હિંદુસ્થાનમાં કયા સૈકામાં કઈ ઢબ શિલ્પ કલાની પ્રચલિત હતી, તેનું આપને ક્યાં ભાન છે ? દિલ્હી, આગ્રા અને લખનૌમાં સેંકડો વષ ઉપર હિંદુ ગૃહસ્થોએ બંધાવેલી ઈમારતો આપે જોઈ નથી ? શું આપ એમજ કહેવા માગોછો કે એ સઘળી મસ્જીદો છે ? શ્રીનાથજીનું મંદિર જે સૈકામાં બાંધવામાં આવ્યું તે સમયની પ્રચલિત કારીગિરીનો તેમાં ઉપયોગ ના કર્યો હોત, અને છ સાત સૈકા પહેલાંની ઢબ પસંદ કરી હોત, તો આપ તેને જૈન મંદિર કહી દેત, વળી તે પહેલાંની શિલ્પ કલાનું અનુકરણ કર્યું હોત તો આપ તેને બૌદ્ધ માર્ગી મંદિર કહી દેત; અને તે કરતાં પણ પ્રાચીન ઢબનો ઉપયોગ કર્યો હોત તો આપ કદાચ એમ પણ ઠોકી બેસાડત કે આ મંદિર તો ગ્રીક લોકોનું બાંધેલું છે, અને તેમાં સિકંદર બાદશાહનો મહેલ હતો ! ! મુંબાઈની તાજ માહાલ હોટેલના બુરજો જો આપના જોવામાં આવે તો જરૂર આપ બેઉ હાથ ઉંચા કરી એમજ બોલવા માંડો કે આ બુરજો તો અર્ધ રાત્રે દિલ્હીથી ચોરી લાવી એપોલો બંદર ઉપર ગોઠવી દીધા છે !

પણ સ્વામીજી ! જો શ્રીનાથજીના મંદિરમાં પૂર્વે મસજીદ હતી, તો જરા એ તો બતાવો કે કોની મસ-

જીદ હતી, કોના કબજામાં હતી ? અને શ્રીમાન્ વલ્લભાચાર્યના વંશજોને તે જગા કેવી રીતે પ્રાપ્ત થઇ ? અને ઉદેપુર માહારાણા જેવાં એક ચુસ્ત ક્ષત્રિયે તેવી જગામાં મંદિર બાંધવા કેમ પરવાનગી આપી ! વળી આપની ઠોકી બેસાડેલી મસ્જીદને લગતાં અસલી ખતપત્રો જોયાં હોત તો તે જમીન કોની હતી અને ત્ય પૂર્વે શું હતું તેનું આપને બરાબર ભાન થાત. Dr. Aurel Stein જેવા અને "પ્રાચીન હિન્દ" ને લગતી શોધ ખોળ કરનારાઓ ભૂલ કરે છે કે સાથે આપના જેવા સ્વામીયોને રાખતા નથી. એ બિચારા વિદ્વાનો એકાદ પુરાતન સંસ્થા અથવા પ્રતિમાનો નિર્ણય કરતા પહેલાં એટલી બધી મગજમારી કરે છે, તેનાં કરતાં એકાદ બે તોપચીઓને પાસે રાખતા હોય તો કેટલો બધો શ્રમ બચી જાય ! વળી તેમ કરવામાં આવે તો સરકારના Archaeological ખાતાના ખર્ચમાં પણ ઘણો ઘટાડો થાય.

૨૬ આપે હરવિલાસ નામના કોઇ શખ્સની સહીવાળો પત્ર પ્રકટ કર્યો છે. આ પત્ર પ્રકટ કરવાનો આપનો હેતુ શો છે તે સમજાતું નથી. આપ કદાચ એમ દર્શાવવા માગતા હશો કે આપે જે બેઅદબી વાર્તાઓ રચી છે, તે કોઇને દમ ભીડાવી પૈસા કઢાવવાની દાનતથી* પ્રકટ કરી નથી. જો તેમ હોય તો આપનું નિર્દોષપણું બતાવવાને બીજા પુરાવાની પણ જરૂર છે. આપે જે પત્ર પ્રકટ કર્યો છે તે લખવાની દર

---

* Black-mailing.

વિલાસને સત્તા હતી, તેવું દર્શાવવાને તિલ્કાયત માહારાજનો મોહોર છાપવાળો કાગળ જોઇએ તે કયાં છે ? વળી તે પત્રમાં દસ્કત કોઇ બીજા માણસે કર્યા છે તેનું કારણ શું ? વ્યાપારી પેઢીઓમાં અને રાજદરબારી ખાતાઓમાં, એવું ઘણીવાર બને છે કે કોઇ ખવાસ, ખીદમતગાર, અથવા કારકુન બહારની લાલચોને વશ થઇ, પોતાની સત્તાની હદ ઓળંગી જઇ, જોઇએ તેમ લખી આપે છે, અને એવા સંજોગોમાં જ્યાં સુધી નોકરના માલીકનું મુખત્યારનામુ જોવામાં આવે નહિ, અને તેની શુદ્ધબુદ્ધિ સાબીત થાય નહી, ત્યાં સુધી તેના લેખને કાંઇપણ વજન કેવી રીતે આપી શકાય ?

૨૭ સ્વામીજી ! આપ જે નવરત્ન કમીટીના પ્રેસીડેન્ટ છો, તે નવરત્ન કમીટીના નવ સભાસદો કયા કયા છે ? અને તેમાં નાથદ્વારાના કારોબાર તંત્રથી વિમુખ થયેલા સભાસદો કેટલા છે ? અને કેવા ઇરાદાથી એ નવરત્ન કમીટી સ્થાપવામાં આવી છે, અને અત્યાર સુધીમાં તેણે કયાં કયાં પરાક્રમો કર્યાં છે, તે જણાવશો; અથવા જનસમાજની શું સેવા બજાવી છે તે પણ લખશો.

૨૮ માહારાજ ! આપની એક વર્તાનાં છેલ્લાં ત્રણ ચાર પાનામાં તો આપના મગજની ટાલમટુલ દશાનું આપે બરાબર પ્રદર્શન કર્યું છે. પ્રથમ બૌદ્ધ મતની પ્રશંસા કરી છે, છતાં શંકરસ્વામીએ તેનું ખંડન કર્યું તે માટે હર્ષ બતાવ્યો છે. થોડાક આગળ ગબડતાં શંકરાચાર્યે બૌદ્ધ

મંદિરોમાં વેદમતવાળાઓની પ્રતિમાઓ અડાવી દઇ હિન્દુ તીર્થો બનાવી દીધાં એમ લખ્યું છે; વળી લખ્યું કે શંકરાચાર્યે વિવાહ કરી જોકે સન્તાન ઉત્પન્ન કર્યા નહોતાં. તોપણ દશ દત્તક પુત્રો લઇ પોતાની શાખાઓ જમાવી દીધી; વળી લખ્યું કે રામાનુજ સ્વામી શંકર કરતાં પણ ઉસ્તાદ નીકળ્યા અને તેમણે પોતાની વિજય પતાકા જ્યાં ત્યાં રોપી દીધી, અને એ પ્રમાણે થએલા ઝઘડાઓથી દેશમાં કુસંપ વધી ગયો, એ વાત માટે કેટલોક અફસોસ કર્યો છે. આગળ ગબડતાં લખ્યું, કે શિખા મુંડન કરાવવાથી અથવા ભગવાં વસ્ત્ર પહેરવાથી ઇશ્વર પ્રાપ્તી થતી નથી; કંચન જેવી કાયામાં શું કરવાને ભસ્મ લગાડવી? ઇત્યાદી ડાહી ડાહી વાતો લખી છે; અને આ સ્થલેથી લથડતાં લથડતાં અને પાછળના પાનામાં શું લખ્યું છે તે વિસરી જઇ આપે પોતેજ સન્યાસ ગૃહણ કર્યો તે વાત લખી છે, ત્યારે સ્વામીજી! ગરીબ બિચારા નિર્દોષ મસ્તકની શોભા આપે શું કરવાને ગંગાજીમાં પધરાવી? શું આપનો ઉપદેશ વાચકોને હસાવવાને માટેજ હતો? કેવું હાસ્યજનક લાંગૂલ વિક્ષેપણ! કેવા પામર વિચારો?

૨૯ સ્વામીજી! વાચકવૃંદને આપની પૂર્વાવસ્થાનાં પરાક્રમોનું વિસ્મરણ કરાવવા અર્થ આપ લખો છો કે "યાદ રખ્ખો, અબ મેં વહી ખ્લાકટાનન્દ નહીં હું, અબ મેંને સન્યાસ ધારણ કિયા હય". આ વાકયથી શો લાભ

છે ? હાલ આપની સ્થિતિ કેવી છે તે હું જાણુતો નથી; તોપણ આપના લખવા ઉપરથી આટલી વાત તો છુપી રહેતી નથીજ કે "સ્વામી બ્લાકટાનન્દ" એવું નામ આપે ગ્રહસ્થાશ્રમમાંજ ધારણ કર્યું, અને ઘણાં વર્ષો સુધી ગૃહસ્થાશ્રમમાં રહી સન્યાસીના નામનો આડંબર કર્યો; વળી "બ્લાકટાનન્દ" એ શબ્દ કોઇપણ ભાષાના કોષમાંથી લીધેલો નથી, પણ લોકોને હસાવવાને માટેજ એવું કલ્પિત નામ ધારણ કર્યું લાગેછે. ખરૂં જોતાં તો આપે એવું સુચવવાનેજ એ નામ ધારણ કર્યું હશે કે જો બ્લાકટાનન્દ નામનો કાંઇ પાયો હોય, તોજ તેની લખેલી વાર્તાઓનો પણ પાયો હોય.

૩૦ એક પુસ્તકમાં આપ લખોછો કે "ગોસ્વામિયોનું દાસત્વ ત્યાગ કરી "બ્લાકટાનન્દ" આધુનિક રીફૉરમરોની ચુંગલમાં ફસાયો; અને તે લોકોએ તેને ઘણોજ બનાવ્યો." ત્યારે સ્વામીજી ! આધુનિક રીફૉરમરોની ચુંગલમાં આપને ભરવાનું કાંઇ કારણ? શું આપ એમ સમજ્યા હતા કે શરાફની થેલી દબાવવાથી જે ચીજ નીકળે છે તેજ ચીજ મહારીની થેલીમાંથી પણ પ્રાપ્ત થશે ? શું આપને ખબર ન હોતી કે સંસાર સુધારકોના અખાડામાં શિખામત્ર ભણેલા ઉસ્તાદ ખેલાડીઓનુંજ કામ છે ? પણ માહારાજ ! આપની અને આધુનિક રિફોર્મરોની વચ્ચે ચાલેલી મુકદમાબાજીનો આપ કાંઇ વૃત્તાંત લખતા નથી, તેમ આપને કેવી રીતે બનાવ્યા તે પણ લખતા નથી, માટે કૃપા કરી વિસ્તારપૂર્વક

આપનું પુરાણ લખશો, જેથી પાઠકગણની જીજ્ઞાસા તૃપ્ત થાય.

૩૧ એવા કયા સંજોગો ઉપસ્થિત થયા છે કે જેના પરિણામે આપ આપના પુસ્તકમાં વિલાપ કરો છો કે "બતાઓ હાય ! અબમેં કયા કરૂં" માય ડીયર બ્લાકટાનન્દ ! જ્યારે આપ આપનાં કર્મો કરતા હતા, ત્યારે શું જગત્‌ને પુછીને કરતા હતા કે હવે જગત્ પાસેથી સલાહ માગો છો ? જગત્‌ને તો શું, પણ જો આપના અંતઃ કરણનેજ પુછયું હોત તો આપે જે જે વાર્તા ઓ લખી છે તેમાં ની ઘણી ખરી નહી લખવાને તેણે આપને સલાહ આપી હોત—કદાચ અંતઃકરણ તો તેના સ્વાભાવિક નિયમ પ્રમાણે એવા ગપાટાઓ હાંકતી વખતે આપની સામે થયુંજ હશે, પણ તેની વારંવાર અવગણના થાય તો તેપણ બહેર મારી જાય છે. જો કોઇ ગોસ્વામિ, કોઇ સ્વામી, કોઈ ઇલકાબ ધારણ કરનાર, અથવા કોઇ સુધારકની ખાનગી રહેણી કરણી માં આપને કલંક દેખાયું, અને તેને સુધારવાના ઈરાદાથી જગત્ કાજી થવાની આપને હોંસ થઈ આવી તો તે આનન્દની વાત હતી. પરંતુ તેવા સંજોગોમાં આપે વ્યાજબી-રીતસરની અને આબાલવૃદ્ધથી મર્યાદાપુરઃસર વાંચી શકાય તેવી કોઇ ટીકાઓ કરી હોત, તો આપ વધારે ઠપકાને પાત્ર થાત નહી. કદાચ પ્રતિમા પૂજનના ખંડન મંડનનો અથવા ઇશ્વરના અસ્તિત્વનો, યા દ્વૈતાદ્વૈત ને લગતો કોઇ મહત્વનો

પ્રશ્ન ઉઠાવી શાસ્ત્રી પંડિતોને આપની બુદ્ધિનું પ્રદર્શન કરી બતાવ્યું હોત, કદાચ સંસાર સુધારાના કોઇ મહત્વના વિષય ઉપર એકાદ ચર્ચા ચલાવવાની હીંમત કરી હોત તો આપની બુદ્ધિ વિષે જગત્ કાંઇક ઉંચો અભિપ્રાય બાંધત, પણ જે વર્તનને માટે આપને પોતાનેજ આટલો બધો પશ્ચાત્તાપ થાય છે તે વર્તન તો સાફ બતાવે છે, કે આપે ઘણી મોટી ભુલો કરી છે. આપનો પશ્ચાત્તાપ સાંભળી મારૂં હૃદય ઘણુંજ દુઃખાય છે, તિરસ્કારને બદલે દયાની લાગણી ઉત્પન્ન થાય છે; પણ આ સમયે, આપને દિલાસો આપવા લાયક નીચેના શબ્દો સિવાય મારીપાસે બીજું કાંઇજ નથી.

Do you wish for kindness ? Be kind.
Do you ask for truth ? Be true.
What you give of yourself you find.
Your world is a reflex of you.

## अथवा.

नुकसान करे नुकसान मिले, यहसान करे यहसान मिले
जो जैसा जिसके साथ करे, फिर वैसा उसको आन मिले
कुछ देर नहि अन्धेर नहि, इन्साफ और अदल परस्ती है
इस हाथ करो इस हाथ मिले, याँ सौदा दस्त बदस्ती है

जो उपर उंचा हाथ करे तो उसका बोल भि बाला है
और दे पटके तो उसको भि, कोई और पटकनेवाला है
जो और किसीको नाहकमें, कोई जूठी बात लगाता है
और कोई गरीब बिचाराका, हक नाहकमें उठ जाता है
वह आपभि लूटा जाता है, और लाठीपाठी खाता है
जो जैसा जैसा करता है फिर वैसा वैसा पाता है
कुछ देर नहि अन्धेर नाहि, इन्साफ और अदल परस्ती है
इस हाथ करो इस हाथ मिले याँ सौदा दस्त बदस्ती हैं

नाझिर.

---

નરસી ખટાઉનો બંગલો
નેપીઅન--સી--રોડ
મુબઈ.
તા. ૨૦ અક્ટોબર ૧૯૧૧

લી૦
આપનો ઉત્તરાભિલાષી
મણિલાલ કેશવલાલ શેઠ.

---


Printed by Bhagvanlal Tribhuwan Subodhini P. Press. Bazargate Fort Bombay.